'કડી પ્રાંત' પત્રનો તા. ૧૯-૧૨-૩૦ સંવત ૧૯૮૭ ના
માગસર વદ ૦)) ના અંકનો વધારો.

# પટેલ પાડો કે સુડી વચ્ચેની સોપારી ?

( વડોદરા રાજ્યના પટેલો, પંચાયતના મેમ્બરો અને પ્રજાજનોએ વિચારવા જેવી પુસ્તિકા.)


લેખક અને પ્રકાશક

સોમનાથ મહાસુખરામ દવે.

વ્યવસ્થાપક-પરોપકાર કાર્યાલય.

મુ: પાનસર ( ઉત્તર ગુજરાત )



ધી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે
છાપી પાનકોર નાકા-અમદાવાદ.

આવૃત્તિ ૧લી. પ્રત. ૧૦૦૦

સંવત ૧૯૮૭ સને ૧૯૩૦

કિંમત રૂ. ૦-૪-૦ પોસ્ટેજ રૂ. ૦-૦-૬

'કડી પ્રાંત' પત્રનો તા. ૧૯-૧૨-૩૦ સંવત ૧૯૮૭ ના માગશર વદ ૦)) ના અંકનો વધારો.

# પટેલ પાડે કે સુડી વચ્ચેની સોપારી?

(વડોદરા રાજ્યના પટેલો, પંચાયતના મેમ્બરો અને પ્રજાજનોએ વિચારવા જેવી પુસ્તિકા.)

લેખક અને પ્રકાશક.

સોમનાથ મહાસુખરામ દવે,
વ્યવસ્થાપક-પરોપકાર' કાર્યાલય,
મુ-પાનસર (ઉત્તર ગુજરાત.)

આવૃત્તિ ૧લી. | પ્રત. ૧૦૦૦
સંવત ૧૯૮૭ | સને ૧૯૩૦

કિંમત રૂ. ૦-૪-૦ પોસ્ટેજ રૂ. ૦-૦-૬

[illegible] માહિતી આપો.

# વાંચકોને વિનતી.

---

ગામડાંની પ્રજાની અનુકુળતા સચવાય એ માટે ઉત્તમ પ્રકારનું બંધારણ વડોદરા રાજ્યે બાંધેલું છે એ ખ્યાલ આ પુસ્તિકાના અવલોકનથી આપને આવ્યા શિવાય નહિં રહે. પરંતુ દિલગીરીની વાત એ છે કે રાજ્યે આવી વ્યવસ્થા કરી હોવા છતાં, ગામડાંના સંખ્યાબંધ સત્તાધિશો છડે ચોક પોતાની ફરજોનો ભંગ કરે છે. આવા સંયોગોમાં ગામડાંના સત્તાધિશો પોતાની ફરજો બરાબર રિતે પાળતા થાય એવો પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે. અને એવો પ્રયત્ન કરવાને માટે કયા કયા ગામે કોણ કોણ સત્તાધિશ પોતાની ફરજનો ભંગ કરે છે એની ગામવાર માહિતીની અમારે જરૂર છે. માહિતી પુરી પાડનારનુ નામ ઠામ ગુપ્ત રહેશે. આશા છે કે આટલી સહાય આપ જરૂર કરશો.

મુ—પાનસર ઉત્તર-ગુજરાત
તા. ૩૦—૧૧—૧૯૩૦.

લી. સેવક, **સોમનાથ મ૦ દવે.**
વ્યવસ્થાપક, **પરોપકાર કાર્યાલય.**

---

આ " સૂર્યપ્રકાશ " પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે
છાપી પાનકોર નાકા—અમદાવાદ.

# પટેલ પાડો કે સુડી વચ્ચેની સોપારી?

## ૧ પટેલો કેવા હોય છે?

મારી ગુજરાત કાઠીઆવાડની મુસાફરી દરમ્યાન હું કેટલાક ભાઇઓને પુછું છું કે, તમારા ગામનો પટેલ કેવો છે? તેના મને જુદા જુદા ગામનાં માણસો તરફથી જુદા જુદા જવાબ મળે છે. કોઇ કહે છે કે, "અમારા ગામનો પટેલ પાડા જેવો છે!" કોઇ કહે છે કે, "અમારા ગામનો પટેલ સાંઢીયા જેવો છે!" કોઈ કહે છે કે, "અમારા ગામનો પટેલ શિયાળ જેવો છે!" કોઇ કહે છે કે, "અમારા ગામનો પટેલ ડોબા જેવો છે!" કોઇ કહે છે કે, "અમારા ગામનો પટેલ કુંભાર જેવો છે!" કોઇ કહે છે કે, "અમારા ગામનો પટેલ ગાંયજા જેવો છે!" કોઇ કહે છે કે, "અમારા ગામનો પટેલ વિક્રમ રાજા જેવો છે!" અને કોઇ કહે છે કે, "અમારા ગામનો પટેલ તો બીચારો સુડી વચ્ચેની સોપારી જેવો છે!"

પ્રવાસીયો તરફથી મળેલા આ ઉત્તર પર વિચાર કરતાં તેમના કહેલા શબ્દોનો અર્થ હું નીચે પ્રમાણે કરી શકયો છું.

### (૧) પાડા જેવો પટેલ.

જે પટેલને સામાં શીગડાં માંડીને વગર હક્કનું ખાવાની, તથા ગેરવ્યાજબી વેઠ પોતાના અને પારકા માટે લેવાની આદત પડી હોય તે પટેલ પાડા જેવો ગણાય!

## (૨) સાંઢીયા જેવો પટેલ.

જે પટેલ ઉંટની માફક પહોંચે ત્યાં સુધી ખાતો હોય, અને ઉંટ જેમ આકડો ટાળીને બીજું બધું આરોગે છે તેમ છોકરાનું ટાળીને, બ્હેન, ભાઇ, ભત્રીજા, સગા સંબંધિ, બ્રાહ્મણ, બાવા, અતિત, અભ્યાગત, માગણ, ઢેડ, ભંગી, રાવળ–જોગી, સરકારી નોકર વિગેરે તમામનું જેને ખપતું હોય તે પટેલ સાંઢીયા જેવો ગણાય !

## (૩) શીયાળ જેવો પટેલ.

શિયાળ જેમ સિંહને શિકાર બતાવી છેટું ખસી જાય છે, અને સિંહ શિકારને મારે એટલે પાછળથી શેષ આરોગી, પુંછડી પટ પટાવતું આનંદમાં આવે છે તેમ; લાંચીયા સરકારી નોકરને ભરખ શોધી આપી છેટો ખસી જાય, અને નોકરને જે મળે તેમાંથી એકાદ રૂપીઓ લેઇ, પટેલ સારા છે એવા સરકારી નોકરના શબ્દો સાંભળી, ચાનાં ચપણીયાં ચાટી. સંતોષ પામે એ પટેલ શિયાળ જેવો ગણાય !

## (૪) ડોબા જેવો પટેલ.

પટેલમાં હોવી જોઇએ એટલી બુદ્ધિ પ્રભુએ આપેલી ન હોય છતાં લાલચુડા હોય એવા નોકરોને લાડવા નીરી, પટલાઇ મુકી રાખે અને પરિણામે દેવાદાર થઇ ઘર ખેતર ગીરો મુકી, છોકરાંને ભીખ માગતાં કરે, એ પટેલ ડોબા જેવો ગણાય. આવા પટેલને જલદી ઓળખવાની નિશાની એ છે કે, એ પટેલ સરકારી નોકરને હસતો જુએ છે. તો પોતે ગલગલીયાં કરવા અને કાખલીઓ કુટવા વળગી પડે છે. તથા સરકારી નોકરને ખીજેલો જુએ છે તો માથું ખણવા અને થરથર ધ્રૂજવા મંડી પડે છે!"

## (૫) કુંભાર જેવો પટેલ

ભણ્યો હોય છતાં ગણ્યો ન હોગ! સરકારી કાયદો વાંચ્યો હોય છતાં તે અમલમાં મુંકી શકતો નહોય! સરકારી કાયદાને અનુંસરી ચાલવાની ઇચ્છા કરતો હોય પણ એમ કરવાથી ઓલ્યા ભાઈ ખીજશે અને પેલાભાઇ ખીજશે એવી શંકાઓ કરતો હોય તથા મુખીપણું જતું રહેવાની બ્હીકે ધારાસરની ફરજો વિરૂદ્ધ ચીલે ચીલે ચાલ્યો જતો હોય એ પટેલ કુંભાર જેવો ગણાય!

## (૬) ગાંયજા જેવો પટેલ.

ટાયલી ટાયલી વાતો કરવાની ટેવ હોય, હું બધું જાણું છું. અને બધું મારૂં ધાર્યુંજ થાય છે, તથા હું ન હોઉં તો બધુ ઉંધું વળી જાય એવો આડંબર રાખવાની આદત હોય; અને બીન ફરજની ચાડી ચુગલી કરવામાં, સરકારી નોકરોનાં બીછાનાં સાફ કરવામાં, સરકારી નોકરોને પસીનો વળે ત્યારે પવન નાખવામાં જે મોટાઇ માનતો હોય એ પટેલ ગાંયજા જેવો ગણાય!

## (૭) સુડી વચ્ચેની સોપારી જેવો પટેલ.

સરકારી કાયદો જેને કસુર કહે છે એવી કસુર કરવાની ઇચ્છા ન હોય છતાં, ચૌદશીયાના કે માજી મુખીયોના અથવા અપ્રમાણિક સરકારી નોકરોના યા કોઇ માથા ભારે માણમના દબાણથી કરે, અંગર જે વસ્તુ કરવાની ફરજ હોય તે કરવી છોડી દે એ પટેલ, સુડી વચ્ચેની સોપારી જેવો ગણાય. પારકી દબામણીથી આ પ્રમાણે કરનારો પટેલ નામજોગ તથા નનામી અરજીયોના મારથી હેરાન હેરાન થઇ જાય છે, અને છેવટે પટેલાઈ ગુમાવે છે, અથવા તો

ખર્ચના ખાડામાં ઉતરી પડે છે. આળસુના ખાટલામાં જેમ માંકણ ઉભરાય તેમ આવો પટેલ હોય છે તે ગામમાં કજીયા દલીલો ઉભરાતા હોય છે !

## (૮) વિક્રમ રાજા જેવો પટેલ

જે પટેલ ગામની વસ્તિની અને રાજ્યની આબાદી ઇચ્છે, જે પટેલ ગામની વસ્તિનું અને રાજ્યનું બગડવા ન દે, જે પટેલ લાંચ ખાય નહિં અને બીજાને ખાવા દે નહિં; જે પટેલ ચૌદશિયાને ચોરે ચઢવા દે નહિં, તેમજ ચૌદશીયાનું મો પોતાના કાન નજીક આવવા દે નહિં, જે પટેલ મફતના મિષ્ટાન્ન આરોગે નહિં તથા ચોરે બેસી ચાનાં રકાબીયાં ચાટે નહિં, જે પટેલ હરામી હલાલીથી દોસ્તી બાંધે નહિં, જે પટેલ ચોરી કે લુંટ થવા દે નહિં, જે પટેલ જાસા ચીઠીઓથી થતા ગુન્હા અટકાવે, જે પટેલ ભેરાણનો ભય ટાળે, જે પટેલ ધીરધારનો ધંધો કરનારાઓને ખોટી બાકીઓ કાઢતા અટકાવે, જે પટેલ સરકારી નોકરોની સાથે ઘટતા વિવેકથી વર્તે. જે પટેલ કાયદેસર હોય એટલીજ વેઠ અને ગામ નોકરી લેવાદે, તથા જે પટેલ આ પુસ્તિકામાં બતાવેલી સઘળી ફરજોનું પાલન કરે અને કરાવે, તે પટેલ વિક્રમ રાજા જેવો ગણાય ! આવો પટેલ ગામની વસ્તિને બેટા બેટી સમાન ગણે છે અને ગામની વસ્તિ તેને પિતા સમાન ગણે છે. આવો પટેલ હોય એ ગામ પર પ્રભુની દયા ગણાય છે. અને જેણે ગયા ભવમાં પુંન્ય કર્યાં હોય છે એવા માનવીનોજ આવા ગામે જન્મ થાય છે. કારણકે આવો પટેલ હોય છે એ ગામડું એ ગામની વસ્તિને સ્વર્ગ સમાન લાગે છે. રાજ્ય રૂડું હોય પણ પટેલ (જમ જેવો) ભુંડો

હોય ત્યાં ગામની વસ્તિ નર્કની ખાણ સમાન આપદા ભોગવતી હોય છે.

# ૨ મુખી, પટેલ, મતાદાર વિગેરેની ફરજો.

( આ પ્રકરણમાં જે ફરજો બતાવી છે તે વડોદરા રાજ્યના ધારા ધોરણોને આધારે બતાવેલી છે. )

ગામડાંની પ્રજાનો રાજ્ય સાથેનો સંબંધ મુખ્યત્વે કરીને મુખી, પટેલ, મતાદાર, તલાટી, ચોકીદાર, ગામપંચાયતના અધ્યક્ષ, અને ગામ પંચાયતના મેમ્બરોની મારફતે હોય છે એટલે આ પ્રકરણમાં તેવા સત્તાધિશોની ફરજો અમે બતાવીયે છીએ.

## (૧) મુખી ( પોલીસ પટેલ ) ની ફરજો,

( क ) ગામ નોકરની વ્યવસ્થા કરી તેમના કામ ઉપર દેખરેખ રાખવી તથા ગામની હદમાં ગુન્હા અને સુલેહનો ભંગ ન થાય એવો બંદોબસ્ત રાખવો. રખા વરતણીયા ( ચોકીયાત ) થી ગામ તથા સીમમાં રોન ફરવાનું કામ લેવું અને પોતે પણ ફરવું. ગામમાં સારી ચાલના જામીન લેવ઼ાવવા જોગ સખસો હોય તેમના સારી ચાલના જામીન લેવાય એવી વ્યવસ્થા કરવી.

( ચૌદશીયા તથા અમુક ગુન્હા કરવાને કે તેમાં મદદગારી કરવાને ટેવાએલા માણસોના સારી ચાલના જામીન કયારે લેવરાવી શકાય છે તે અમે પરોપકાર પત્રિકા નં. ૩ માં બતાવ્યુ છે. )

( ख ) ગામની હદમાં પોલીસ અધિકારનો ગુન્હો થાય કે સુલેહનો ભંગ થવાનો સંભવ હોય અથવા રાજકિય આસમાની સુલતાની થાય કે થવા સંભવ હોય એવા પ્રસંગે પોલીસ થાણામાં લેખી ખબર પહોંચાડવી.

(ग) ગામની હદમાં શક પડતો માણસ આવે અને તે છુપાયેલો કે ભટકતો માલમ પડે તો, તથા તે માણસ પોતાનાં વિષે સંતોષકારક હકિકત કહેતો ન હોય તો, તુરત પોલીસ થાણામાં ખબર આપવી, અને એ માણસની હીલચાલ ઉપર નજર રાખવી.

(घ) પકડ હુકમ વગર પકડી શકાય એવો ગુન્હો કરેલો હોય તેવો સખસ ગામમાં હોય, અગર બીજેથી આવે અથવા ગામની હદમાં થઇને જતો માલમ પડે, અગર અમુક સખસની પોલીસ અધિકારનો ગુન્હો કરવાની ધારણા છે એમ માલમ પડે તો, તેની સાથે જે વસ્તુઓ હોય તે સહુ તેને પકડીને પોલીસ થાણામાં મોકલી આપવો. વળી કોઇપણ રસ્તામાં અથવા લોકોને જવા આવવાની છુટ હોય એવી જગામાં, કોઇ સખસના કબજામાં ચોરેલી મિલ્કત છે એવો શુદ્ધ બુદ્ધિથી વહેમ આવે તો, તે વસ્તુ પકડવાને માટે પોલીસ પટેલે તેની ઝડતી લેવી, તેમજ તેવા માણુસને તપાસવો. આવો માણુસ કઇ રિતે એ વસ્તુ તેના કબજામાં આવી છે તે સંબંધિ ખુલાસો પોલીસ પટેલ આગળ કરવાને બંધાએલો છે. એવો માણુસ જે ખુલાસો કરે છે તે ખોટો છે અગર શક પડતો છે એમ પોલીસ પટેલને લાગે તો, તેની સાથેની વસ્તુઓ અટકાવી રાખી, સઘળી હકિકત રિપોર્ટ કરીને પોલીસ પટેલે મહાલ ફોજદારી ન્યાયાધીશીને નિવેદન કરવી.

(ङ) ગામની હદમાં ચોરી કે લુટ જેવો મોટો ગુન્હો થાય એવા પ્રસંગે ગુન્હેગારને પાઠલાગ કરીને પકડવો જોઇએ અને તેને પકડીને પોલીસ થાણામાં મોકલવો જોઇએ. જો ગુન્હેગાર નાશી ગયો હોય અને તે કયાં ગયો છે તેની માહિતિ મળતી ન હોય તો,

તે બાબત તત્કાળ પોલીસ થાણામાં ખબર મોકલી, પગલું કાઢી, તથા બીજી જે તાત્કાલિક તપાસ કરવી ઘટે તે કરી, જે હકિકત પોતાની તપાસમાં માલમ પડે તે પોલીસ થાણામાં તરત જાહેર કરવી જોઇએ.

( च ) બીજા ગામની ગ્રામ્ય પોલીસ ગુન્હાના તપાસ માટે પોતાની હદમાં આવે ત્યારે તેમની સાથે રહી, પગલું આવ્યું હોય તો તે પગલું આગળ ચલાવવાની અથવા ચોર અને મુદ્દા માલનો પત્તો મેળવી આપવાની તજવીજ કરવી જોઇએ.

( छ ) પોલીસ દેખરેખ તળે રાખેલા લોકોની હાજરી પોલીસ નિબંધ નિયમ અન્વયે લેવી જોઇએ તથા ઠરાવ વિરૂદ્ધ કાવસીઆ વર્તે તો તેમને ધારાસર શિક્ષા કરાવવી જોઈએ.

( જે લોક આદતથી અથવા જ્ઞાતિ રિવાજથી જબરાઈની ચોરી કરનારા. ઘર ફોડનારા. ચોરી કરનારા, અગર અમુક મિલ્કત ચોરીની છે એમ જાણવા છતાં રાખનારા હોય તે સઘળા લોકોને, તેમજ અપહરણના, ઘર ફોડવાના, ચોરીના અથવા ચોરીની મિલ્કત રાખવાના ગુન્હા બાબત એક કરતાં વધુ વખત શિક્ષા થએલી હોય તેવા લોકોને, અને ખુનની સાથે ડેકાઇટીના ગુન્હા માટે, ખુનની અથવા મહાવ્યથા કરવાની કોશિષ સાથે અપ હરણ અથવા ડેકાઇટીના ગુન્હા માટે, અગર ખુનની સાથે મિલ્કત સંબંધિ બીજો કોઈ ગુન્હો કરવા માટે, શિક્ષા પામ્યા હોય તેમને તથા જે લોકોને પોલીસ દેખરેખમાં રાખવા એવો ફોજદારી ન્યાયાધિશીનો હુકમ થયો હોય તેમને, પોલીસ દેખરેખમાં રાખવા એમ ઠરેલું છે. આવા માણસોની હાજરી ઓછામાં ઓછા દર ચોવીસ કલાકે દિવસ

આથમ્યા પછી અને દિવસ ઉગતાં પહેલાં એકવાર લેવી એમ ઠરેલું છે. ફો. ન્યા. વર્ગ ૧ નો હુકમ થાય તો એકથી અનેક વખત પણ હાજરી લઈ શકાય છે. વળી કોઈ કાવસીઆએ ગુન્હો કર્યો છે એવો શક હોય તો, ગમે તે વખતે હાજરી લેવાને હરકત નથી એમ ઠરેલું છે. હાજરીનો વખત સાધારણ રિતે ખેતીમાં રોકાએલા કાવસીઆઓને ખેતીના ધંધામાં હરકત ન આવે એવો પોલીસ પટેલે રાખવો એમ નક્કી થયું છે. અનિવાર્ય કારણ શિવાય તેમજ દાખલો મેળવ્યા શિવાય ગેરહાજર રહેનાર કાવસીયો શિક્ષાને પાત્ર થાય છે, કાવસીઆ વિરૂદ્ધ ગેરહાજર રહ્યા બદલ ફોજદારી ન્યાયાધિશીમાં ફરીઆદ પોલીસ પટેલે કરવી એમ ઠરેલું છે.)

ज ગામમાં કોઇ બીન વારસી મરી જાય તો તેની મિલ્કતની અફરા તફરી ન થાય એ માટે લક્ષ રાખવાની અને વારસાઇના દાખલાના કાયદા મુજબ તથા પોલીસ નિબંધ મુજબ જાપ્તો રાખી જાહેરાત આપવાની તથા પંચકયાસ કરવાની અને મિલ્કત કબજામાં લેવાની પોલીસ પટેલની ફરજ છે.

झ ગામના કે રાહદારી રસ્તા પરના પાણી પીવાના કુવા જેના તેનાથી ગળાવવા તથા તેને કઠેડા બંધાવવા અને એ પ્રમાણે જે ન કરે તેના વિરૂદ્ધ વિભાગ ફોજદારી ન્યાયાધિશી તરફ રીપોર્ટ કરવાની પોલીસ પટેલની ફરજ છે.

ञ હવાનો, પીવાના કે નાહવા ધોવાના પાણીનો બીગાડ થાય એવાં કૃત્યો અટકાવવાના ઇલાજ લેવાની પોલીસ પટેલની ફરજ છે.

ट ગામ તથા સીમના રાહદારી રસ્તા ઉપર, બીજી જાતના થોર મળતા હોય તો ફાફડા થોરની વાડ થવા દેવી નહિં. છતાં

કોઈ કરે તો તે કઢાવી નંખાવવી. બીજા થોર ન મળવાથી ફાફડા થોરની વાડ કોઇ કરે તો, તે ૩ થી ૪ ફુટ કરતાં ઉંચી ન વધવા દેવી. વળી રસ્તામાં બીજાં ઝાડ ઝાખરાંની ડાળીઓ વધીને નડતી હોય તો જમીનના કબજેદારને કહી સોરાવી નાંખવી. કબજેદાર જો ન સોરાવે તો તજવીજદારને રિપોર્ટ કરવો. એ ફરજ પોલીસ પટેલની છે.

ઠ પોલીસ પટેલે હકુમતવાળા ફોજદારી ન્યાયાધિશ જે હકીકત માગે તે પુરી પાડવી જોઇએ. અને ફો. ન્યા. અગર ફોજદાર જે હુકમ આપે તે તાબડતોબ બજાવવો જોઇએ.

ડ ગામમાં તાવ, કોલેરા, પ્લેગ, શીતળા વિગેરે ચેપી રોગ યા ઢોરના રોગ દેખાય અથવા અગ્નિ કે ધરતીકંપ થાય, વીજળી પડે, તીડ આવે, વગર મોસમે વરસાદ થાય રેલ આવે વિગેરે નવીન બનાવ બને, ત્યારે બનેલા બનાવની વિગત તથા વખત અને તેનું પરિણામઃ મહાલના અધિકારીને તથા નાયબ ફોજદાર મારફત રા. તાલુકા ફોજદાર સા. ને જણાવવું જોઇએ.

ઢ ગામની હદમાં આકસ્મિક, આપઘાતથી કે ગુન્હાહિત મોત થાય કે લાશ મળી આવે એટલે તે બાબતની જાહેરાત તુરત પોલીસ થાણામાં આપવી જોઇએ, અને પોલીસ પટેલે મરનારની લાસ ખબર મળે કે તુરત પોતાના સ્વાધિન લેવી જોઇએ. લાસ સ્વાધિનમાં લીધા પછી તેને બીલકુલ છેડછાડ કરવી નહિં તથા થવા દેવી નહિ. જે હાલતમાં લાસ મળે એજ હાલતમાં અને એજ દેખાવમાં કંઇ પણ ફેરફાર કર્યા શિવાય હોય તેમની તેમ રહેવા દેવી. આવી લાસને ફો૦ ન્યા૦ નો અગર પંચકયાસ કરવા અધિ-

કાર હોય અથવા પોલીસ અમલદારનો લખી હુકમ મળ્યા શિવાય પોલીસ પટેલે આર્મ્સ એક્ટ મુજબ ફોડવાની પરવાનગી આપવી નહિ.

ણ રખા વરતણીયા તથા ભંગી નોકરો પર હોય ત્યારે કમ્મરે બરોબર દેખાય એ રીતે પટ્ટા બાંધે એવી વ્યવસ્થા રાખવી.

ત સરકારી મિલ્કત પોતાના તાબામાં રાખીને તેની સંભાળ રાખવી તેમજ કોઈ નોકર કંઇ સરકારી મિલ્કત સોંપે તો તે સંભાળી લેઇ તેની પાવતી આપવી.

થ ત્રીજેરી શિવાયના ગામે શાળાના મહેતાજી તરફથી તેમજ જકાત કે જંગલના નાકેદાર તરફથી ટપાલ અથવા ભરણું આપવામાં આવે તે ગામ નોકરને આપી તેની પહોંચ લેઇ પાવતી આપવી.

દ ગામના મદદગાર પટેલને, પેટા પરાના આગેવાનોને તથા રખા વરતણીયા વિગેરેને જે જે કામો નિયમ પ્રમાણે જાન માલના રક્ષણ સંબંધી કરવાનાં છે તે તેઓ બરાબર કરે છે કે નહિં તે પર બરાબર દેખરેખ રાખવી અને બરાબર કરતા ન હોય તો તે કરાવી લેવાં.

**ધ આજ્ઞા પત્રિકા આવે તે ગામ લોકને ભેગા કરી વાંચી બતાવવી.**

ન ડબા સંબંધીની ફરજો બજાવવી. ડબા સંબંધી પોલીસ પટેલની શું ફરજો છે તે અમે '**ડબો અને ભેરાણ**' એ નામની પુસ્તિકા પ્રસિદ્ધ કરી છે તેમાં બતાવેલી છે. એટલે આ સ્થળે તે બતાવવામાં આવી નથી. ( આ પુસ્તિકા જોઇએ તો રૂ. ૦-૨-૬ ની પોસ્ટ ટીકીટ અમારા તરફ બીડવાથી મોકલી આપીશું. )

प ગામ લોકના શિરનામાના પોસ્ટમાં આવેલા કાગળો જેને તેને વખતસર મળે તેમજ ગેરવલ્લે ન પડે તે માટે પોસ્ટમેન કાગળો વહેંચવા આવે તે વખતે કોઇ માલીક ગેરહાજર હોય કે એવા બીજા કારણથી તે કાગળ પાછો વાળવાની જરૂર હોય તો કાગળ ઉપર "કાગળ ન આપવાનું ખરૂં કારણ લખી તે કાગળ પોસ્ટમેનને પાછો આપવો." અને તેની પહોંચ ચોપડીમાં સહી કરી આપવી. વળી પોસ્ટમેન બરાબર રીતે કાગળ વહેંચવા આવે છે કે કેમ ? તે બાબતનું પોસ્ટ ખાતાનું લખાણ આવે તો તેનો જવાબ જલદિથી આપવો.

फ લગ્ન તથા પુનર્લગ્ન તથા છેડા છુટકા થાય તે વખતે લગ્ન પુનર્લગ્ન અને છેડા છુટકા નોંધવાની તથા બાળલગ્ન થાય તો તે બદલ ફરીયાદ કરવાની પોલીસ પટેલની શું ફરજ છે તે અમે 'બાળલગ્ન' નામની પુસ્તિકા બહાર પાડી છે તેમાં બતાવ્યું છે એટલે તે બાબત અહીં લેતા નથી. ( આ પુસ્તિકા જોઇએ તેણે રૂ. ૦-૨-૬ ની પોસ્ટની ટીકીટો અમારા તરફ મોકલીને મંગાવવી.)

ब ધાડપાડુ કે ચોરોનો ઉપદ્રવ હોય તેવા પ્રસંગે ગીરાસીઆ તથા બહારખલી જમીન ખાનારા લોકો અને કાવસીઆ વિગેરેની મદદ લઇ ગામનું રક્ષણ કરવું. તથા એ લોકો મદદ ન કરે તો ફોજદારને તેમજ મહાલ ફોજદારી ન્યાયાધિશીને લખીને મદદ માગવી. વળી માંદા કે નિરાશ્રીત મુસાફરોને ઓસડ તથા આરામ મળે એવી વ્યવસ્થા કરવી. અને તેવાની નોંધ રાખવી. આ નોંધ એવી હોવી જોઈએ કે જેથી તે મરી જાય તો તેની ઓળખાણ માટે તે નોંધ ઉપયોગી નીવડે. આ કામ માટે મતાદાર પટેલની મદદ લેઇ શકાય છે.

આ ગામમાં મેલેરીઆ, શીતળા, કોલેરા, પ્લેગ વિગેરે ચેપી રોગ કે ઢોરના રોગ દેખાવ દે ત્યારે આખુ ગામ બરાબર સાફ કરાવવું. અને રોગને વધારે ફેલાવે થાય તો મળવેળામાંથી ગંધક જેવા પદાર્થો ખરીદી તેની ધુણી કરવી. તથા વધેલી વાડો સોરાવવી અને બીજા ગંદકીને અટકાવે તથા સ્વચ્છતા વધારે એવા ઉપાય લેવા. આ કામ માટે મતાદાર પટેલની મદદ લેઇ શકાય છે.

## ( ૨ ) મુલકી પટેલની ફરજો.

( क ) મહેસુલના કે બીજા હરેક મુલકી કામમાં સરકારને ગેરવ્યાજબી નુકશાન ન થાય તેવી કાળજી રાખવી.

( ख ) મહેસુલ વખતસર વસુલ કરી કબજામાં રાખવું અને તલાટી પાસે પૈસા ભરનારને તુરત પાવતી અપાવવી. તથા આપેલી રકમ ટ્રેઝરીમાં મોકલી પાવતી મેળવવી.

( ग ) તલાટી, મદદગાર પટેલ, પેટા પરાના આગેવાન તથા બીજા ગામ નોકરો તેમને નીયમ પ્રમાણે કરવાનાં કામ તેઓ વખતસર અને બરોબર કરે છે કે નહિ તે ઉપર દેખરેખ રાખવી. અને ન કરતા હોય તો તે કરાવી લેવાની તજવીજ કરવી (જો પટેલ પોતાની ફરજ સંપૂર્ણ રીતે બજાવે તો લોકોને મોં બદલાના કામે તથા ઘરથારની મંજુરીના કામે બિલકુલ અસંતોષ રહેવા પામે નહીં.)

( घ ) શિક્ષણ યોગ્ય ઉમ્મરનાં છોકરાંઓની યાદી ગામમાં ફરી કરી આપવી. જરૂર હોય તો શિક્ષકની મદદ લેવી. વળી શિક્ષણ યોગ્ય ઉમ્મરનાં છોકરાં નવીન રહેવા આવ્યાં હોય તો તેની

જાહેરાત કેળવણી ખાતામાં આપવી. તથા તેવાં છોકરા રહેવા આવ્યા બદલ તેના તરફથી દાખલો માગવામાં આવે તો તે દાખલો મફત આપવો. તેમજ ફરજીયાત દંડની યાદી પ્રસિદ્ધ કરવી તથા દંડની વસુલાત પણ કરવી.

## ( ૩ ) મતાદાર અને પટેલોની ફરજો.

( क ) સીમની સરકારી જમીન પડતર પડી ન રહે, તથા ગામની આબાદી થાય, અને ખેતીમાં સુધારો વધારો થાય તેમજ ગામમાં ગેર બન્દોબસ્ત ન થાય એવા પ્રયત્ન કરવા.

( ख ) ગામમાં વેપાર, ઉદ્યોગ, ધંધા કળા કૌશલ્ય અને વિદ્યાનો વધારો થાય એવા પ્રયત્ન કરવા.

( ग ) ગામની હદનું. પડતર ખરાબાનું, ખાતાદારનાં ખેતરોનું તથા સરકારી મિલકત અને સરકારી ઝાડોનું તેમજ સાર્વજનિક મિલકતનું દબાણ કે બીગાડ અથવા ગેર ઉપયોગ ન થાય તે માટે દેખરેખ રાખવી અને તેનું રક્ષણ કરવું. ( પોતાને કોઇની તરફ અસંતોષ થાય ત્યારે એણે દબાણ કર્યું છે એવી વાત ઉઘાડી પાડનાર પટેલ મતાદારો છડેચોક પોતાની ફરજનો ભંગ કરે છે. એમજ કહી શકાય ! )

( घ ) ગામ નોકરની વસ્તી ગામમાં ન હોય અને તેથી હરકત આવતી હોય તો તેવી જાતના લોકોને વસાવી મુસીબત ટાળવી.

( ङ ) ગામ નોકરો પુરતી સંખ્યામાં રાખવા. બન્દોબસ્ત તથા સ્વચ્છતા ગામ નોકરો બરાબર રાખે છે કે નહિ તે જોવું; ગામ નોકરો પોતાના કામમાં બરાબર ચાલાક છે કે નહિ તે જોવુ.

ગામ નોકરો ઉપર પુરતી દેખરેખ રાખવી તથા કસુર જણાય તો તે અટકાવવાના ઇલાજ લેવા. ( કુંભાર લોકો પાણી ભરવામાં અને વાળંદો પગચંપી કરવામાં મોડું વહેલું કરે તે વખતે રાતા પીળા થવું અને ચોકીયાતો તથા પોલીસ પટેલ રોન ન ફરે તથા બન્દોબસ્ત ન રાખે તેથી ચોરીયો થવા પામે એ વખતે આંખ આડા કાન કરવા એથી ફરજનો ભંગ થાય છે: એ ન ભુલવું ! )

( च ) ગામ સંબંધિ માહિતી માગવામાં આવે તે પૂરી પાડવી અને તલાટી સાથે સીમમાં ખેતરવાર ફરીને પહાણી પત્રકે સાચી હકિકત લખાવવી ( ચોરે બેસીને પહાણી પત્રક થાય નહિં.

( छ ) સરકારની કોઇ યોજના કે હુકમ અમલમાં લાવવા તથા સરકારી મહેસુલ વસુલ કરવા બનતો પ્રયત્ન કરવો. બનતો પ્રયત્ન એટલે જમીન મહેસુલ વસુલ કરવા સંબંધી નિર્બંધ તથા નિયમ અન્વયે જે ધોરણ ઠરાવેલું છે તે સમજવું. સરકારી મહેસુલ વસુલ કરવા માટે અંગુઠા પકડાવવા, ગાળો દેવી કે માર મારવો એ ગેરકાયદેસર છે. એવું વર્ત્તન કરનારા પટેલ મતાદારની સામે લોકો ફોજદારી ફરીઆદ કરી શકે છે. વળી વિઘોટી વસુલ લેતી વખતે તલાટી તથા તજવીજદારના અથવા ગામ ખાતાના લાગા ઉઘરાવવા એ ગેરકાયદે છે. આવા લાગા ઉઘરાવનાર પટેલ મતાદાર પર ફોજદારી ફરીઆદ કરી શકાય છે.

( ज ) નિશાળની ભેટ લેવી. શિક્ષકો પોતાની ફરજો બરાબર બજાવે છે કે નહિ તે જોવું અને તે ફરજો બજાવવામાં ગામ તરફથી

કંઇ હરકતો થતી હોય તો તે અટકાવવી અને લોકોને કેળવણીના ફાયદા સમજાવી છોકરાં નિશાળે જાય તેમ કરવું.

( झ ) શ્રીમંત સરકારની પરવાનગી શિવાય પોસ્ટની પેટી ગામમાં મુકાય યા બીજા રાજ્યના નોકર તરફથી કંઇ ફૂલક થાય તો તેની ખબર બનતી ઉતાવળે મહાલના રા. વહિવટદાર સા. ને આપવી.

( ज ) કોઇ મુસાફર પૈસા આપીને જરૂરીયાત વસ્તુ માગે તો તે લાવી આપવી. અથવા બીજી જગોએ જવા ચોકીયાત અગર રસ્તાનો ભોમીયો માગે તો તે આપવો. અને સરકારી નોકરોને વ્યાજબી મદદ કરવી.

## (૪) મદદગાર પટેલની ફરજ

મદદગાર પટેલે મુલકી અને પોલીશ પટેલના હાથ નીચે રહી તે કહે એટલું કામ કરવું, અને એ પટેલ હાજર ન હોય તો તેવા વખતે તેમણે કરવું જોઇએ તે તમામ કામ કરવું—

## (૫) પેટા પરાના આગેવાનોની ફરજ

પેટા પરાના આગેવાને મુખ્ય ગામના મુલકી અને પોલીસ પટેલના હાથ નીચે રહી તે કહે એ રીતે પોતાના પરાનું પટેલ તરીકેનું કામ કરવું યા મદદ કરવી. પરાની જણાવવા જેવી હકિકત હોય તે મુખ્ય ગામના મુલકી તથા પોલીસ પટેલને જાહેર કરવી.

## (૬) તલાટીની ફરજો

(क) ગામના હિસાબનાં પત્રકો કરવાં તથા ઉપરી અમલદાર માગે તે હકિકત પુરી પાડવી.

(ख) ગામની માહિતિથી જે કાગળ તૈયાર કરવાનો કે મોકલવાનો હોય તે **મુલકી પટેલની સલાહથી** તૈયાર કરી તે ઉપર **મુલકી પટેલની** સહી લેવી.

(ग) ગામનું મહેસુલ પુરેપુરૂ વસુલ આવે તેવા યોગ્ય ઇલાજ જે તે વખતે લેવા અને જે વસુલ આવે તે જમાં કરી પૈસા ભરનારને પહોંચ આપવી તથા વસુલ આવેલા નાણું ત્રીજોરીમાં મોકલી પહોંચ મેળવવી.

(घ) ત્રીજોરીમાં કરેલા ભરણાની રજુવાત મહાલના હીસાબ સાથે ચાર ચાર મહિને લેવી.

(ङ સજાના દરેક ગામમાં ગામ નોકર તથા ખેડુતો વિગેરે લોકોને ભેગા કરી **આજ્ઞા પાત્રકા વાંચી સંભળાવવી.**

(च) ઉપરીના હુકમ શિવાય સુંપ્રતના ગામેથી ગેર હાજર રહેવું નહિં અને હુકમથી ગામ છોડવું પડે ત્યારે એક દાખલા બુક રાખી તેમાં જે તે કચેરીના મુખ્ય અમલદારની સહીનો દાખલો લેવો.

(छ) પટેલ તથા ગામ પંચો કહે તે પ્રમાણે રિપોર્ટ પત્રકો તથા ઠરાવ વિગેરે લખવાનું કામ કરવું.

(ज) આ પુસ્તિકામાં મતાદાર પટેલોની **क–ख–ग–घ–ङ–ज झ–ञ** થી જે ફરજો બતાવેલી છે તે તથા પોલીસ પટેલની નીશાની **ट** તથા **थ** થી જે ફરજો બતાવી છે તે પણ બજાવવી.

(झ) આ પુસ્તકામાં બતાવેલી પોલીસ પટેલની ફરજ નીશાની ङ વાળી તેઓ બજાવતા હોય તેમાં મદદ કરવી.

## (૭) રખા વરતણીયા (ચોકીયાત) ની ફરજો

(क) ગામમાં અને સીમમાં ફેરણી કરવી, અને ચોર યા સુંનેલ ઢોરોથી જાન માલનું રક્ષણ કરવું.

(ख) ચોરોના આવવા જવાના રસ્તા તથા ચોરોને એકઠા થવાની જગ્યાપર ફેરણી કરીને નાકે બંદી કરી શોધી કાઢવા.

(ग) ગામની હદના રસ્તાપર ફેરણી કરી ગુન્હા ન બને એવો બંદોબસ્ત રાખવો.

(घ) ગુન્હેગારનો પાઠ લાગ કરી અને સામા થાય તો તેમનો સામનો કરી ગુન્હેગારોને પકડવા, હિચકારા પણું કે બ્હીકણપણું બતાવવું નહિં.

(ङ) ગામની હદમાં ચોરી થઇ કે બીજી ચોરીનું પગલું પોતાના ગામની હદમાં આવ્યું હોય તે વખતે પોલીસ પટેલની સાથે જઇ પગલું શોધી કાઢવું.

(च) ગામની હદમાં ચોરી, લુટ કે બીજો ગુન્હો થવાની ખબર મળે કે તત્કાળ પોલીસ પટેલને વરધી આપવી.

(छ) ગામની ચોરીના માલનો તેમજ ગુન્હેગારનો પત્તો લગાડવોઃ—

(ज) ગામમાં કોઇ શક પડતો સખસ આવેલો કે છુપાઇને ફરતો માલમ પડે તો તેની વરધી તુરત પોલીસ પટેલને આપવી.

(झ) પોલીસ પટેલે પકડેલા ગુન્હેગારોને જાપતામાં રાખવા અને પોલીસ અમલદારને સોંપી આવવા-

(ञ) કેદની શિક્ષા કરવાનો અધીકાર પોલીસ પટેલને હોય અને તેમણે કેદની શિક્ષા કોઇને કરી હોય તો શિક્ષાની મુદત પુરી થતાં સુધી કેદી ઉપર પહેરો ભરવો.

( ગેર કાયદેસર રીતે અને વગર અધિકારે પોલીસ પટેલ કોઇને રોકી રાખવાનું કહે અને તેનો હુકમ માની ચોકીયાત કોઇને રોકી રાખે તો ચોકીયાત ગેર વ્યાજબી અટકાવતા ફોજદારી ગુન્હા નો ગુન્હેગાર બને છે એ ન ભુલવું: )

(ट) ગામની સરકારી સીલક ઉપર અને થોડો વખત રહેનારા સરકારી નોકરના મુકામ ઉપર ચોકી ભરવો, ( જે ગામમાં પોલીસ થાણું હોય તે થાણા પર ચોકી ભરવાનું કામ ચોકીયાતનું નથી. )

(ठ) પટેલ તલાટી આપે તે ભરણું જાપ્તાથી જે તે ઠેકાણે પહોંચાડવું.

(ड) મતાદાર પટેલનાં બઇરાં કે છોકરાં સાથે તેમના રક્ષણ તરીકે તેમની સાથે જવાનો રિવાજ હોય ત્યાં જવું. ( રિવાજ હોય ત્યાં જવું એવી ચોખવટ થએલી છે એટલે હવે એવો નવો હક્ક ઉભો કરી શકાય નહિં. )

(ढ) પોલીસ અમલદાર નહિં હોય એવા સરકારી નોકરને અસુર સાંજ નજીકના ગામ સુધી પહોંચાડવાને માટે જવું.

(ण) અસુર સાંજ રાહદારી રસ્તેથી જોખમી માલ લઇને જતા હોય એવા મુસાફરોને મુકામ કરવાનું અગર ચોકીયાત લઇને આગળ જવાનું કહેવું, જો તેઓ ચોકીયાત માગે તો દર ગાઉએ છપાઇ, અને મુસાફરો પાસે જોખમ હોય તો દર ગાઉએ ડોઢ આનાથી વધારે નહિં એ પ્રમાણે મહેનતાણું લેઇને મુકી આવવા.

બે ગાઉ અંદર જવાનું હોય તો પણ એક આનાથી ઓછું લેવું નહિં.

(त) પટેલ તલાટીનો હુકમ અમલમાં લાવવો.

( હુકમ કાયદેસર હોય તેજ અમલમાં લાવી શકાય, કોઇને ધક્કા દેવાનું કહે અને ધક્કા મારવા કે અંગુઠા પકડાવવાનું કહે તો અંગુઠા પકડાવવા એ કૃત્ય ગુન્હો ગણાય, એ ન ભુલવું.)

(थ) પોલીસ અમલદાર માગે એટલી વ્યાજબી મદદ આપવી.

(द) પટેલ તલાટીની ટપાલ જે તે વખતે ઢીલ કર્યા શિવાય પહોચાડવી.

(ध) નોકરી વખતે કમરે બરાબર દેખાય એ રિતે પટો બાંધવો અને તે પટાને સાફ સુફ રાખવો.

## (૮) ગામ પંચાયતના અધ્યક્ષ તરીકે પટેલની ફરજો

(क) ઘર કામ માટે વાપરવાના પાણીનો પુરવઠો કરવાની યોજના, શહેર સુધારણા તથા ગામ રચનાના નિબંધ નિયમને અનુસરીને કરવી. અને ગામના ઢેડ ભંગી વિગેરે લોકો માટે સ્વતંત્ર કુવા કરાવી આપવા. હવેડા બંધાવી આપવા તથા તે ભરાવવાની તજવીજ કરવી. કૂવા તળાવ વિગેરે બાંધવાનું કે દુરસ્ત કરવાનું હોય ત્યારે પોતાના ભંડોળમાં સિલક હોય તો તેમાંથી અધિકાર પરત્વે પંચક્યાસ કરીને ખર્ચ કરવો, અને તે ઉપરાંત ખર્ચ કરવાનો હોય તો આગળ લખવું. તથા કામ થાય તે પર દેખરેખ રાખવી અને કામમાં ખર્ચ બહુ ન આવે એની કાળજી તથા વ્યવસ્થા રાખવી.

(ख) ગામની સ્વચ્છતા તથા આરોગ્ય રક્ષણ સંબંધિ કામ કરવાં તથા ગ્રંથીક, સાન્નપાત. કાલેરા અગર બીજા ચેપી રોગ ઉત્પન્ન થાય તો તે શાન્ત પડે એવા ઉપાય કરવા. તથા શીતળા ટંકાવવાનું કામ કરવું અને આરોગ્ય રક્ષણ સંબંધિ નિયમમાં ગામની સ્વચ્છતા તથા આરોગ્ય રક્ષણ સંબંધિ જે ફરજો અને કામોની જવાબદારી સ્થાનિક અમલદાર ઉપર તથા મુખરાઇઓ ઊપર મુંકવામાં આવી છે તે સઘળી ફરજો બજાવવી અને કામો કરવાં, તથા ગામ માટે પીવાનું પાણી જોઇતું હોય તેટલું સ્વચ્છ અને પીવા લાયક પુરૂ પાડવાનાં, ગામના રસ્તા તથા ખુલ્લી જગાઓ સાફસુફ કરાવવાનાં. તથા દુર્ગંધકારક અને અપકારક વસ્તુઓ કાઢી લેઇ જવાનાં તેમજ ગામના રહેવાસીઓની તંદુરસ્તી તથા સુખને ઉપયોગી થઇ પડે એવાં બીજાં કામો ગામના જે રહેવાસીઓ પોતાની ઇચ્છાથી અંગ મહેનત કરવા ખુશી હોય તેમની અંગ મહેનતનો તથા તેવી મહેનત નહિ આપનારા પાસેથી નાણુંના ફાળાની મદદ લઇ તથા ગામ નોકરોની નોકરીનો થઈ શકે તેટલો ઉપયોગ કરી કરાવી લેવાં. અને મોટું કામ હોવાથી એ પ્રમાણે બને એમ નહોય તો તેવા કામ માટે પોતાના ભંડોળમાંથી તેમણે ખર્ચ કરવો.

(ગામની સ્વચ્છતા તથા આરોગ્ય રક્ષણ સંબંધિના કામમાં આરોગ્ય રક્ષણ સંબંધી નિયમની કલમ ૯ થી ૧૭ તથા કલમ ૧૯, થી ૨૦ અને ૨૬ થી ૪૦ તથા ૬૫ થી ૭૪ માં ઠરાવ્યું છે એ રિતે વર્તવાનું છે. તેમજ ગ્રંથિક. સન્નિપાત, કોલેરા તથા બીજા ચેપી રોગ ઉત્પન્ન થાય ત્યારે આરોગ્ય રક્ષણ સંબંધી નીયમની કલમ ૪૯ થી ૫૮ ના

ઠરાવો પ્રમાણે ચાલવાનું છે. વળી શિતળા ટંકાવવા સંબંધિના કામ માટે આરોગ્ય રક્ષણ સંબંધી નીયમની કલમ ૫૯ થી ૬૨ અન્વયે અમલ કરવાનો છે.)

( ग ) ઢોરોમાં ચેપી રોગ આવે તો તે અટકાવવાના ઇલાજ લેવાતે કઇ રિતે લેવા તેનિ યોજના ખેતિવાડી ખાતાએ બતાવેલી છે. આવા પ્રસંગે નજીકમાં હોય એવા ઢોરોના ડોકટર સાહેબને ખબર આપી અને ઢોર તેમની સારવારમાં મોકલવાની ગોઠવણ કરવા ઠરેલું છે.

( घ ) ઝાડ ઉછેરવાના સંબંધિ કામ કરવાનું તે, રસ્તાની બન્ને બાજુ ઉપર તથા કોઇ સાર્વજનિક કામ કરવા સારૂ રાખેલી જગ્યામાં ઝાડ રોપવાનું કામ ગામ નોકરો પાસેથી લેવાનું છે, અને ગામમાં બીજા લોકોને કહીને તથા સમજ આપીને અને પ્રોત્સાહન આપીને ઝાડ ઉછેરનું કામ કરાવવાનું છે. પંચાયતનાં સ્થાનિક ફંડ· માંથી ખર્ચ કરીને ઝાડ રોપાવવાની જરૂર જણાય તો તેમ કરીને પણ ઝાડ રોપાવવા તથા ઝાડ ઉપર દેખરેખ રખાવવા તજવીજ કરવાની છે.

(ङ०) ગામના ગૃહસ્થો સાર્વજનિક બાગ કરવા તૈયાર થાય એવો પ્રયત્ન કરવો, અને એવો બાગ કરે તેને ઉત્તેજન આપવું. કોઇ ગ્રહસ્થ બાગ કરવા તૈયાર ન હોય પણ જો પંચાયત પાસે ભંડોળમાં સવડ હોય તો, એકાદ નાનો બાગ ખર્ચ કરીને કરવો એમ ઠરેલું છે.

(च) સાર્વજનિક દેવસ્થાન, પીરસ્થાન, ધર્માદાય વિગેરે સાર્વજનિક સ્વરૂપની સંસ્થાઓની દર ત્રણ મહિને મુલાકાત લેવી,

અને સાર્વજનિક સંસ્થાઓની માલમિલ્કતની યોગ્ય રિતે સંભાળ રહે છે કે નહિં તેમજ તેમાં જવા આવવાનો લોકોને હક છે તેમને અયોગ્ય રિતે કોઇ હરકત કરે છે કેમ તે જોવું. વળી સાર્વજનિક સંસ્થાના અને સાર્વજનિક માલમિલ્કતનો, તે સંસ્થા માટે ઠરાવેલાં ધોરણો તથા સામાન્ય કાયદાના ધોરણોને અનુસરી ઉપયોગ થાય છે કે કેમ તે જોવું. આવી સંસ્થાઓનો વહિવટ જે રિતે ચાલે છે તે રિતે ચાલવા દેવાથી સંસ્થાનો ઉદ્દેશ સચવાય છે કે કેમ ? અને તે વહિવટ સંસ્થાના ઉદ્દેશને અનુંસરીને છે કે કેમ? તે બાબત તપાસ રાખવો અને ઉપર લખ્યા પ્રમાણેની કંઈ ખામી જણાઈ આવે તો. સાર્વજનિક સંસ્થાના નિબંધ નિયમને અનુસરી તજવીજ થવા રા. મહાલના વહિવટદાર સા. મારફતે મે૦ પ્રાંત સુબા સા. ને વિનતી કરવી.

(૧) ગામનાં દેવસ્થાન, પીરસ્થાન, સદાવ્રત, અન્નછત્ર, અથવા ધર્માદાય ચાકરી સંબંધીનાં કામ તે બાબતના અથવા બીજા નિબંધ નિયમ કે હુકમથી ઠર્યું હોય અગર હવે પછી ઠરે તે ધોરણે કરવાં તથા કરાવવાં અને તે બરાબર થાય છે કે નહિં તેની દેખરેખ રાખવી, જો ગેરશિરસ્તપણું જણાય તો તે અટકાવવાની તજ॰ વીજ કરવી.

(૨) ગામની બીજી સાર્વજનિક મિલ્કત તથા સાર્વજનિક કામ માટે ચલાવેલી જમીન અને રોકડ નીમણુંકના વ્યાજબી ખર્ચ માટે તથા ઉપયોગ માટે વ્યવસ્થા કરવી. અને તે ઉપર દેખરેખ રાખવી, તેમજ તેના સંબંધમાં ગેરવ્યવસ્થા જણાય તો રા. વહિવટદાર સા. ને લખવું

(च) દેવસ્થાન વિગેરે પ્રકારની સાર્વજનિક સંસ્થામાં દેવની પુજા અર્ચા બરાબર થાય છે કે નહિં તેમજ સાર્વજનિક મંદિર, દેવાલય, વિગેરે જગ્યામાં અને તેની આજુ બાજુની જગ્યામાં સ્વચ્છતા રહે છે કે નહિં તે ઉપર હંમેશ ધ્યાન રાખી જે તે સંસ્થાના નોકરો પાસેથી અને જરૂરના પ્રસંગે લાગતા વળગતા ગામ નોકરો પાસેથી સ્વચ્છતા રખાવવા તજવીજ કરવી,

(छ) ધાર્મિક સ્વરૂપનાં નહિં હોય એવાં સાર્વજનિક મકાનો તથા સરકારી મકાનો અને તેવાજ પ્રકારની મિલકતોની ત્રણ મહિનામાં એક વખત મુલાકાત લેવી. અને તેમાં સ્વચ્છતા બરાબર રહે છે કે નહિં. તથા સંભાળ બરાબર રખાય છે કે નહિ. તેમજ દુરસ્તી અને નળીયાં સંચામણીનું કામ વખતસર તથા બરાબર થાય છે કે નહિં તે જોવું અને જે ખામી માલમ પડે તે પોતાના અધિકારની હોય તો દૂર કરવી અને અધિકાર ઉપરાંતની હોય તો આગળ જાહેર કરવું. વળી કસુરદારોને યોગ્ય શિક્ષા થાય એવાં પગલાં ભરવા ચુકવું નહિં.

(ज) ગામમાં દાન, ભીક્ષા, બક્ષિસ, વિગેરે ધર્માદાય સ્વરૂપનાં કૃત્યો થાય તે વખતે તેનો લાભ મહેનત મજુરી કરી શકે એવા ભિખારીઓના બદલે લુલાં, આંધળાં, અપંગ અને નિરાશ્રિત બાળકો તથા વૃદ્ધોને મળે એવી લોકોની પ્રવૃત્તિ થાય તે તરફ તેમજ વિદ્યા વૃદ્ધિ તરફ દાન દેણગી વિગેરે આપવા લોકો પ્રવૃત્ત થાય એ તરફ ધ્યાન આપવું.

(કેટલાક પ્રસંગે ધર્મ ઘેલા માણસો અલમસ્ત સાધુઓને તથા વેષધારી ભીખારીઓને અને વિલાસ મગ્ન આચાર્યોને પોષે છે તે અટકાવવાની શ્રીમંત સરકારે આ યોજના કરેલી જણાય છે.)

(झ) નવા રસ્તા કરવાની જરૂર હોય તો તે માટે મંજુરી મેળવી જે તજવીજ કરવી ઘટે તે કરવી અને જુના રસ્તા દુરસ્ત કરવાનું કામ પણ કરવું.

(ञ) ચોરા, ધમશાળા, કુવા, તળાવ, વિગેરે તથા નિશાળ માટેનું મકાન તેમજ એવું બીજું બાંધકામ કરાવવાનું અને દુરસ્ત કરવું પડે તો દુરસ્ત કરાવવાનું કામ કરવું.

(ट) ગામઠાણની અંદર ઘર કરવાની પરવાનગી આપવાનું કામ પોતાને થએલી સુંપ્રત પ્રમાણે કરવું. આ સંબંધિ વિશેષ માહિતી અમે અમારી "**ઘરથારની મંજુરી**" નામની પુસ્તિકામાં આપેલી છે. (આ પુસ્તિકા રૂ. ૦-૪-૦ ની પોસ્ટ ટીકેટ મોકલનારને અમારા તરફથી મોકલવામાં આવશે.)

(ठ) ચાલુ સાલનું ફાજલ એક ખાતેદારનું પાંચ રૂપીઆ સુધી હોય અને ગામે સિલ્લક હોય તો તેમાંથી તે આપી દેવું.

(ड) સરકારી ખાતાની જમીનનાં રાજીનામાં મંજુર કરવાનુ તથા વારસાઇના કારણો મોબદલા મંજુર કરવાનું કામ અને તેની નકલો આપવાનું કામ; તથા બહારખલી અને સરકારી ચાકરીઆત જમીનનાં રાજીનામાં, મોબદલા, વિગેરેનું કામ તથા તેના અંગે પુરાવા લેવાનું કામ તથા અધિકાર પરત્વે મોબદલા મંજુર થવા માટે મોકલવાનું કામ સત્વરે કરવુ. આ સંબંધિ વિશેષ માહિતી

અમારી 'મોંઘ દલો' નામની પુસ્તિકામાં આપેલી છે. ( આ પુસ્તિકા રૂ. ૦-૩-૬ ની પોસ્ટ ટીકેટ મોકલનારને મોકલવામાં આવે છે. )

(ઢ) શાળા ઉપર દેખરેખ રાખવાનું તથા ફરજીયાત કેળવણીના કાયદાનો અમલ બરાબર થવા માટે એ કાયદામાં જે જે ફરજો બતાવેલી છે તે બરાબર પાળવી.

(૧) મહેતાજી દરરોજ હાજરી પત્રકમાં ખરેખરી નોંધ રાખે છે કે કેમ તે જોવું.

(૨) વખતો વખત નિશાળની મુલાકાત લેવી અને ઠરેલા કલાક પ્રમાણે શિક્ષણ અપાય છે કે નહિં અને વિદ્યાર્થિયોનું હાજરી પત્રક બરાબર ભરાય છે કે નહિ. તે જોવું. તથા એવું કામ પચા. યતના મેમ્બરો પાસે પણ કરાવવું,

(૩) શાળા સંબંધિ લખાણ મોકલવામાં તેમજ મહાલેથી પગાર મંગાવી આપવામાં ગામ નોકરોની જોઈતી મદદ શાળા ખાતાને આપવી.

(૪) શાળા તપાસવા કેળવણી ખાતાના અગર બીજા ખાતાના અમલદારો આવે ત્યારે તેમની સાથે હાજર રહી તેઓ માગે તે માહિતી પુરી પાડવી.

(૫) અમલદારો શાળા સંબંધિ સુચના કરે તેનો બરાબર અમલ કરવો.

(૬) ઇનામ તથા મેળાવડા થાય ત્યારે હાજર રહી વિદ્યાર્થિયોને ઉત્તેજન આપવા બનતી તજવીજ કરવી.

(૭) સ્થાનિક શાળા સમિતિ (કમીટી) મેળવી શાળાની હાજરી વધારવા અને શાળા માટે મકાન મેળવી આપવા તજવીજ કરવી.

(૮) શાળાની સાફ સુફી રાખવાની બાબતમાં યોગ્ય તજવીજ કરવી.

(૯) ફરજીયાત દંડની રકમમાંથી નિર્ધન અને નિરાધાર બાળકોને માટે, તથા મકાન બાંધવા માટે મદદ મેળવવી.

(૧૦) પુસ્તકાલયો સ્થાપવા સંબંધિ તે બાબતના નિયમોમાં ઠરેલા ધોરણે રકમ એકઠી કરી સરકાર તથા સ્થાનિક પંચાયતની મદદ મેળવી પુસ્તકાલયો સ્થાપવાની ગોઠવણ કરવી.

(૧૧) ફરજીયાત કેળવણીના કાયદાનો અમલ કરાવવાનું કામ કરવું.

(ण) બાળ લગ્ન પ્રતિબંધક કાયદાનો અમલ કરાવવાનું તથા લગ્ન અને છેડા છુટા નોંધવા બાબતનું કામ કરવું. આ બાબતની વિશેષ સમજુતિ અમારી "બાળલગ્ન" નામની પુસ્તિકામાં આપેલી છે.

( આ પુસ્તિકા જોઇએ તો રૂ. ૦–૨–૬ ની ટીકીટો મોકલવી. )

(त) સ્વચ્છતા, આરોગ્ય, રક્ષણ, પાણીનો પુરવઠો, રસ્તા વિગેરેનાં કામો ખર્ચ કરીને કરવાં. આવાં કામ કરવા છતાં ભંડાળમાં કંઇ સિલક રહે તો તેનો ઉપયોગ ગામમાં દીવાબત્તી કરાવવામાં કરવો.

(थ) હીમાયત તથા ગામાત તળાવોની વ્યવસ્થા સંબંધિનું કામ તે બાબતના નિયમોને અનુસરીને કરવું.

(द) ગામ નોકરો ઉપર દેખરેખ રાખવાનું કામ તથા પટેલ તલાટી શિવાયના બીજા નોકરોની રજા મંજુર કરવાનું, નિમણૂંક

કરવાનું તથા બરતરફી સુધીની શિક્ષા કરવાનું અને તેમને પગાર ચુકવવાનું કામ પણ કરવું.

(ध) વજન તથા માપ વેચવા તથા ખરીદી માટે વપરાતાં હોય તેની તપાસ કરી દફતરમાં નોંધ રાખવી. અને તે મહાલમાંથી ખરાં કરાવી છપાવી મંગાવવાં, આવી રીતે માપ તથા વજન ખરાં કરી છપાવી લેવામાં કંઈ પણ લાગત પંચાયત પાસેથી લેવામાં આવતી નથી, ખરાં કરી છપાવી લીધેલાં વજન અને માપ બરાબર છે કે નહિં તેની દર છ મહિને ખાત્રી કરવી. અને તફાવત લાગે તો ફોજદારી રાહે કામ ચલાવવા માટે પોલીસ ખાતે લખી મોકલવું અથવા તો ફો. ન્યા. માં ફરીઆદ માંડવી.

(न) નકલો સંબંધિ ઠરેલાં ધોરણોને અનુસરી ગામ પંચાય તના કાગળોની નકલો આપવાનું કામ કરવું.

(प) હદ નિશાન પર દેખરેખ રાખવી. ( તજવીજદારની લાગત મજરે મળે ત્યાં સુધી હદ નિશાન દુરસ્ત ન થાય તો પણ નભાવા દેવું અને એવી લાગત ખેડુતો આપતા બંધ થાય એટલે હદ નિશાન કરવાની તાકીદ કરવી, અને લાગત મળે એટલે ચાલતું હોય એમ ચાલવા દેવું એ વર્તન ફરજનો ભંગ છે એટલુંજ નહિં પણ જબરદસ્તીથી નાણાં કઢાવવાનો ફોજદારી ગુન્હો છે એ ન ભુલવું. )

(फ) સરકારી કામે ગાડાં, બળદ, કારીગર, મંજુર તથા સામાન પુરો પાડવા સંબંધિ કામ કરવું. આ કામ કેવી રિતે કરવું જોઇએ તે અમોએ અમારી " વેઠનો ટીકાવાળો ધારો " એ નામની પુસ્તિકામાં બતાવેલું છે.

( આ પુસ્તિકા રૂ. ૦-૨-૬ ની પોસ્ટ ટીકીટ મોકલનારને મોકલવામાં આવશે. આ પુસ્તિકા પ્રજા વર્ગને અત્યંત ઉપયોગી છે મફત વહેંચવા ખરીદે તેને એ રૂ. ૦-૦-૯ માં એક મળી શકે છે.)

(ब) ઉપર જણાવ્યા ઉપરાંત બીજા કોઇ નિબંધ નિયમ કે હુકમથી કરવાનાં ઠરે એવાં સઘળાં કામ કરવાં.

(भ) બીજ, ખાતરની વખાર, નમુનાનાં ખેતરો ( મોડલફાર્મ ), અનાજનો સંગ્રહ, ખેતીવાડીની પેઢી અગર ખેતીના સુધારા સંબંધિ શ્રી. સરકારે કાઢેલી બીજી કોઇ પણ યોજનાનું કામ તથા તે ઉપર દેખરેખ રાખવાનું કામ સરકારમાંથી અધિકાર આપવામાં આવે ત્યારે ખેતીવાડી ખાતુ ઠરાવે એ રિતે કરવાનું છે.

(म) દુષ્કાળ શમન સંબંધિ નાહાનાં કામો કરવાનું કામ સોંપવામાં આવે ત્યારે દુષ્કાળ શમન સંબંધિ નિયમમાં ઠરાવેલા ધોરણે કરવાનું છે.

(य) ગામ સંરક્ષણ સંબંધિ કામ સોંપાય તો તે બાબતમાં સરકારમાંથી ઠરાવી આપવામાં આવે તે રિતે કરવાનું છે.

(र) મોટીઆગ, મોટીરેલ, અતિવૃષ્ટિ વિગેરે આકસ્મિક પ્રસંગે આપત્તિમાં આવી પડેલાંની જીંદગીનો તથા મિલ્કતનો નીચેની રિતે બચાવ કરવા ઠરેલું છે.

(૧) જળ સંકટના પ્રસંગે તરાપા બાંધવા તથા નાદુરસ્ત હોડીયો હોય તે દુરસ્ત કરાવી તેનો ઉપયોગ કરવો.

(૨) પાણી જવાના માર્ગ ખુલ્લા કરવા.

(૩) આફતમાં આવેલાં માણસોને તાત્કાલીક અન્ન વસ્ત્ર તથા જાનવરોને ઘાસ દાણો જરૂર પ્રમાણે આપવાની તથા રહેવા માટે

સાર્વજનિક જગ્યામાં સંવડ કરી આપવાની અગર તાત્કાલીક ઝુપડાં બંધાવી તેમાં આશ્રય આપવાની તજવીજ કરવી.

(૪) જોખમમાં આવેલાં ઘરોને ટેકા મુંકાવવાના કાર્યમાં મદદ કરવી.

(૫) પડી ગએલાં મકાનમાં જાન માલ દબાયા હોય તો તેના માટે તાત્કાલીક ઇલાજ લઈ બહાર કઢાવવાં.

(૬) નિવારસી લાસોની વ્યવસ્થા કરવી.

(૭) ચેપીરોગ ફાટી નીકળે નહિં તે માટે, સડેલાં અનાજ વિગેરેથી થએલી ગંદકી કાઢી નંખાવવી અને સ્વચ્છતા રખાવવી.

(૮) પડી ગએલાં મકાનો જુની હદ પ્રમાણે કરવા તાત્કાલીક પરવાનગીની આંટ દૂર કરી પરવાનગી આપવાની તજવીજ કરવી.

(૯) સરકાર તરફથી તથા લોકો તરફથી મદદ આવે તેની વ્યવસ્થા કરવા સ્થાનિક અમલદારોને મદદ કરવી.

(૧૦) આ ઉપરાંત વધુ સવલત કે મદદ આપવાની જરૂર હોય તો સરકાર પરવાનગીથી આપવી.

(લ) દિવાની ફોજદારી અધિકાર મળ્યા હોય ત્યારે એ કામો વરિષ્ટ ન્યાયાધિશોથી ઠરાવી આપવામાં આવે તે ધોરણે કરવાં.

## (૯ ગામ પંચાયતના પંચોની ફરજો.

( નોંધ—આ ફરજો પાળવાની દાનતવાળા હોય તેજ આવી જગ્યાએ ગોઠવાય તો કશુંયે દુઃખ ન રહે ! )

(ક) દરેક ગામ નોકરને સમજાવવું કે તેણે ક્યાં ક્યાં કામ અને તે કેટ કેટલી યત્તા સુધી કરવાનાં છે.

( આ ગામ નોકરની શું ફરજ છે તે વેઠનો ટીકાવાળો ખાસ તથા આ પુસ્તિકામાં આવી જાય છે. )

(ખ) ગામ નોકર પુરેપુરા નીમાયેલા છે કે નહિં તે જોવું અને કોઇ જગા કોઇ પણ કારણથી ખાલી હોય તો તે ભરવાની ગોઠવણ કરવી. ગામ નોકરની વસ્તિ ગામમાં ન હોય તો બહારથી બોલાવીને વસાવવી.

(ગ) જે તે જાતની નોકરી કરનારા ગામ નોકરો નીમાયલા છે કેનહિં તે જોવું. અને જે છે તે નોકરીના માટે લાયક છે કે કેમ? તથા વયોવૃદ્ધ થવાથી કે બીજા કોઇ કારણે નોકરી કરવાને માટે નાલાયક થયા છે કે કેમ? નોકરીમાં નિષ્કાળજીપણું કિંવા દુર્લક્ષ રાખે છે કે કેમ? અને નોકરીમાં વખતો વખત ગેરહાજર રહે છે કે કેમ? તેનો તપાસ કરવો.

(ઘ) બીજા ગામ નોકરોને નોકરની સંખ્યા અને પગારના પ્રમાણમાં કરવું જોઇએ તે કરતાં કંઇ વધુ પ્રમાણમાં કામ કરવું પડે છે કે કેમ? જે કામ કરવાનાં નથી તે કરવાં પડે છે કે કેમ? જેમનાં કામ કરવાનાં નથી તેમનાં કામ કરવાં પડે છે કે કેમ? ઇતર નોકરોએ કરવાનાં કામ કરવાં પડે છે કે કેમ? પગારના બદલામાં જો કામ કરવાનું તે ઉપરાંત કરેલાં કામનું મહેનતાણું જે તે વખતે અને બરાબર ગામ નોકરોને મળે છે કે કેમ? તે જોવું તથા કમીપણું, અગર ગેરશિસ્તપણું જણાય તો તે અટકાવવાની તજવીજ કરવી.

(**નોંધ** ગામ નોકરો પર શ્રીમંત સરકારે કેટલી કૃપા કરી છે તે આ ઉપરથી જ જણાય છે, જો પંચાયતના મેમ્બરો પોતાની આ ફરજ બરાબર બજાવતા હોય તો ગામ નોકરના દિલમાં જરા પણ કચવાટ પેદા થાય નહિં, )

( ङ ) ગામ નોકરને ઠરેલા ધોરણ પ્રમાણે અવેજ બરાબર અને વખતસર મળે એવી તજવીજ રાખવી.

( च ) ગામ નોકર ઉપર જે કામ કરવાની તથા કરાવી લેવાની અથવા તે બરાબર થાય છે કે નહીં તેની દેખરેખ રાખવાની ફરજ રાખેલી છે તે કામ જે તે વખતે તેઓ કરે છે, કરાવી લે છે, અથવા દેખરેખ રાખે છે કે નહિં તે જોવું અને ખામિ હોય તે દૂર કરાવવી. તથા તે ઉપર દેખરેખ રાખવી.

( छ ) ગામના તલાટી ઉપરી અમલદારની પરવાનગી શીવાય સુંપ્રતના ગામેથી ગેર હાજર રહે છે કે કેમ તે જોવું, અને ગેર હાજર રહેતા હોય તો મે. વહિવટદાર સા. ને જાહેર કરવું.

( ज ) સઘળા મુંસાફરોને જરૂરીઆત વસ્તુઓ પુરતા પૈસા લઈ ને મેળવી આપવી. અથવા એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જવા ચોકીયાત કે રસ્તાનો ભોમીયો વિગેરે આપી મદદ કરવી.

( झ ) નોકરી કરતાં દરમ્યાન ગામ નોકર મૈયત થાય તો તેણે કરેલી નોકરીની મુદતનો પગાર તેના વારસને આવવો.

( झ ) ચોકીયાત પોતાનુ કર્તવ્ય બજાવતાં મૈયત થાય તો તેનાં બાયડી છોકરાંને તેના કામના મહત્વના પ્રમાણમાં પેન્સન અગર રોકડ રકમ આપી તેની નોકરીની બુજ કરવાની જરૂર હોય તો તે બાબત ઠરાવ કરી કામ મે. વહિવટદાર સા. તરફ મોકલવું.

(ट) ગામના તથા રાહદારી રસ્તા ઉપરના પાણી પીવાના સરકારી, સાર્વજનીક અને ખાનગી માલકીનાં કુવા, વાવ, તળાવ દુરસ્ત રાખવાની, ગળાવવાની તથા ઝાડ ઝાંખરાં કાઢી નંખાવવાની તજવીજ જેને વખતે થાય છે નહિં તે જોવું અને ન થતી હોય તો જેની તેની પાસેથી એ કામ કરાવી લેવાં.

(ठ) ચોમાસાના દિવસોમાં ગામનું પાણી ગામતળમાં અથવા તેના નજીક ભરાઇ ન રહે એવો બંદોબસ્ત કરવો. આવી બાબતમાં નાહાની નીંક વીગેરે સહેજ સાજ દુરસ્તી કરવા જેવી હોય તે ગામ લોકોને સમજુત આપી તેમની પાસેથી કરાવી લેવી અને કાંસ કાઢવો પડે કે એવું મોટું ખર્ચ કરવું પડે તેમ હોય તો તેની તપસીલવાર હકિકત રા. વહિવટદાર સા. તરફ જાહેર કરવી.

(ड) ગામની આરોગ્યતા સંબંધી આરોગ્ય રક્ષણ અધિકારી (સેનીટરી કમીશનર સાહેબ) જે હુકમ કરે અથવા સલાહ આપે એ પ્રમાણે વર્તવું.

(ढ) ગામઠાણ તથા સીમની રાહદારી રસ્તાની જગ્યાઓ, ઓટલા, પગથીઆં, વાડો વિગેરે કરી દબાવીને લોકો રસ્તો સાંકડો ન કરે તેની દેખરેખ રાખવી અને તેવો પ્રકાર જણાય તો રા. વહીવટદાર સા. ને જાહેર કરવું.

(ण) ગામઠાણ તથા રાહદારી રસ્તા ઉપર જનાર આવનારને હરકત ન થાય એવી રિતે રસ્તામાં પડેલા ખાડા પુરાવી નાંખ્યા છે કે નહિં. ? ઉગેલાં ઝાડ ઝાંખરાં કઢાવી નાંખ્યાં છે કે નહિં ! વધેલી વાડની કિંવા ઝાડની ડાળીઓ સોરાવી નાખી છે કે નહિં ? બીજી જાતના થોર મળતા હોય છતાં ફાફડા થોરની વાડ કોઇએ કરી છે કે કેમ ? ફાફડાથોરની વાડ ૩ ફુટથી વધુ પહોળી

અને ૪ ફુટથી વધુ ઉંચી છે કે કેમ? તે જોવું અને ખામી કે કસુર જણાય તો જેની તેની પાસેથી હરકત દૂર કરાવવા બનતી તજવીજ કરવી.

( त ) ગામના તથા રાહદારી રસ્તા ઉપરના પાણી પીવાના કુવાને કઠેડા છે કે નાહં તે જોવું અને ન હોય તો તે કરાવવાની તજવીજ કરવી.

( थ ) જન્મ મરણની નોંધ રાખવામાં આવે તે તપાસવી અને સઘળાં જન્મ મરણ નોંધાયાં છે કે નહિં તે જોવું, તથા જરૂર પડે તો દાયણ, વાળંદ વિગેરે સાંસારિક વ્યવહારના પરિચય વાળાથી ખાત્રી કરી લેવી અને ગેર શિસ્ત પણું જણાયતો તે બાબત રા. વહિવટદાર સા. ને લખવું. વળી, દર હજારે દરસાલ ૪૫ કરતાં ઓછાં જન્મ અને ૪૦ કરતાં વધારે મરણ થાય તો પણ રા. વહિવટદાર સા. ને લખવું.

( द ) ગામ અને શીમના રાહદારી રસ્તાની બાજુએ ગામ-ઠાણની તથા બીજી સાર્વજનીક ઉપયોગની જમીનમાં અને ગામની ભાગોળે અથવા બીજી વિશ્રાંતિ લેવાની જગાએ છાયા વાળાં ઝાડ રોપાવવાની તથા ઉછેરવાની અને તે ઉછેરનારાને તેના કામ બદલ બદલો આપવાની તજવીજ બરાબર થાય છે કે નહિં તે જોવું. અને જો એવી તજવીજ થતી ન હોય તો તે કરાવી લેવી.

( ध ) સરકારી બીન કબજાઉ પડતર ખરાબા જમીન કે જેમાંથી ઘાસનું કે બીજા કોઈ પ્રકારનું ઉત્પન્ન આવતું ન હોય અને તે જમીન કોઈ ખેડવા પણ રાખતું ન હોય અથવા ખેડવા આપવાની ન હોય તેવી જમીનમાં બાવળો ઉછેરવાની તજવીજ કરાવવી.

# ૩ સત્તાધિશોને સુંવાળા બનાવવાની ચાવી.

અમે આ પુસ્તિકામાં જે જે સત્તાધિશોની ફરજો બતાવેલી છે તે સઘળા તેમની ફરજના અંગે સરકારી નોકરો ગણાય છે. એટલે તેમણે કઇ રિતે વર્તવું તે બાબત નિર્ણય થયો છે તે કરતાં તેઓ ઉલટી રિતે ચાલે તો તેમના સામે ફોજદારી ફરીઆદ થઇ શકે છે. વળી ગામ નોકરી સંબંધિ નિયમ, સરકારી નોકરો સંબંધિ નિયમ, જમીન મહેસુલ સંબંધિ નિબંધ તથા નિયમ, ગામ પંચાયત સંબંધિ નિબંધ તથા નિયમ અને બીજા પરચુરણ નિબંધ નિયમથી ઠરાવેલી રિત કરતાં તેઓ ઉલટી રિતે ચાલે તો તેમના સામે તેમના પર દેખરેખ રાખવાને યોજાએલા અધિકારી સાહેબોને ડીપાર્ટમેન્ટ્લી અરજ કરી શકાય છે.

આવી ફરીઆદ અરજીની તથા પરચુરણ અરજીયોની નકલો અમારા તરફ આવે તો તે નકલો એવા સત્તાધિશોને સુંવાળા બનાવવાની ચાવી તરીકે અમે વાપરી શકીશું એમ અમને લાગે છે.

# ૪ અમારો નાશ કઈ રિતે થાય?

આ પુસ્તિકાના વાંચનથી ફરજનો ભંગ કરીને મોજ માણી રહેલા ગામડાંના સત્તાધિશોને તથા તેમના તરફ મીઠી નજરે નિહાળી રહેલા અધિકારીઓને મારો નાશ કઇ રિતે થાય એ જાણવાની ઇચ્છા થશે એમ તેમનું અત્યાર સુધીનું મારા પ્રત્યેનું વર્તન જોઈને હું માનું છું અને તેથી મારો તથા તેવાઓને છંછેડી રહેલાં બીજાં મંડળોનો નાશ કઇ રિતે થાય તેનો અકસીર ઇલાજ બતાવી આ પુસ્તિકા સમાપ્ત કરૂં છું.

ગામડાંના સત્તાધિશોની ફરજો વડોદરા રાજ્યે નક્કી કરી છે. તે હું બતાવી ચુકયોઃ તથા ફરજ ભંગ કરનારની સામે કઇ રિતે થવું તે પણ ટુંકાણમાં સમજાવ્યું. આગળ બતાવી તે સઘળી ફરજોનું પાલન ગામડાંના સત્તાધિશો સંપૂર્ણ રિતે કરતા હોય અગર જો તેઓ ફરજનો ભંગ કરે એ વખતે તેમના પર અંકુશ રૂપે યોજાએલા અમલદારો પોતાની ફરજો અદા કરતા હોય તો હું ધારૂં છું કે શ્રી. સરકાર સાથેના વ્યવહારમાં તેમજ ગામનાં સુખ દુઃખ ટાળવામાં ગામડાંની પ્રજાને સેવા સમાજ, પ્રજા મંડળ કે એવી બીજી સંસ્થાઓ ઉભી કરવી પડે નહિં. તેમજ ગામડાંના લોકોને પરોપકાર કાર્યાલયના વ્યવસ્થાપકનું મોઢું જોવાનો કે તેને પત્ર લખવાનો સમય પણ પ્રાપ્ત થાય નહિં. અત્યારે ગામડાંમાં સેવા સમાજો, પ્રજામંડળો, યુવક મંડળો અને પરોપકાર કાર્યાલયનું નામ ઘરોઘર બોલાય છે એવી સ્થિતિ ઉત્પન્ન કરનારા એ ગામડાંના ફરજ ભંગ થએલા સત્તાધિશો અને તેમના પર મીઠી નજર રાખનારા અધિકારીઓ જ છે.

શ્રીમંત સરકારે જે ફરજો નક્કી કરી આપી છે તે ફરજોનું ગામડાંના સત્તાધિશો બરાબર પાલન કરે અને જો તેઓ ફરજ ચુકયા છે એવી ખબર મળે એ વખતે તેમના પર અંકુશ રાખનારા અમલદારો રેલ્વે અને પોસ્ટ ખાતાની માફક ત્વરિત અને નિઃપક્ષપાત પગલાં લે તો એવી સ્થિતિ ઉભી થાય કે, વડોદરા રાજ્યનાં ગામડાંમાં સેવા સમાજની યુવક મંડળની પ્રજા મંડળની ખેડુત સભાઓની કે પરોપકાર કાર્યાલયની કોઇને પણ જરૂર પડે નહિં. અને આમ થાય તો એ બધાંનો આપોઆપ અંત આવી જાય.

અમારા તરફ કરડી આંખે જોનારા દરેક ભાઇઓને તથા અધિકારી સાહેબોને અમારી વિનંતિ છે કે આપ અમારો નાશ ઇચ્છતા હોવ તો અમારા નાશનો આ અકસીર ઇલાજ છે તે અજમાવો. અને અમને નકામા કરી નાંખો. આવા સુંદિર રાજ્ય **વહિવટની યોજના કરનાર શ્રીમંત મહારાજા સાહેબની જય થાઓ.**



# ખુશ ખબર.

કડી પ્રાંતમાં કાણીયા હાકેમની કરામત, લાંચીયો મદન લાલ, કડી પ્રાંત ડોશી પરિષદ, ભંગડી પાસે બીજબાની માગતો મુખી, કચેરીએ ચઢી આવ્યા અને સોના સાઠ કરી આવ્યા, કારકુન કે કોન્ટ્રાકટર, છોટા સાહેબનાં લાકડાં અને બડા સાહેબનું ઘી, તલાટીનો રૂપીઓ અને તજવીજદારની પાવલી, શેઠ કે શીકોતર, ફરજીયાત કેળવણી કે શિક્ષકોને રળો ખાવાનુ રાસ, વિગેરે વિગેરે ગમ્મત સાથે જ્ઞાન આપે તેવા શ્રી. ત્રિકાળજ્ઞાનીની રમઝટ વગાડતી કલમથી લખાયેલા મન-નિય લેખો પ્રસિદ્ધ થશે. તે ઉપરાંત જાણવા જોગ સરકારી કાયદા, દેશી રાજ્યોની ખબરો, અને કડી પ્રાંતના બાતમીદાર-નો હેરત પમાડે તેવો હેવાલ તથા બીજા સામાજીક સુધારાના આકર્ષક લેખો આપવામાં આવશે.

આ પત્ર અમદાવાદથી દર પખવાડીયે પ્રસિદ્ધ થશે, તેનું વાર્ષિક લવાજમ માત્ર રૂ, ૨—૦—૦ રાખ્યું છે, કોઇ પણ માસથી એક વર્ષ માટે તેના ગ્રાહક થઇ શકાય છે, જાહેર ખબરોના ભાવ મધ્યમ રાખ્યા છે,

ગ્રાહક થઇ તથા આપના સ્નેહિવર્ગને ગ્રાહક બનાવી અને જાહેર ખબરો આપી—અપાવી '**કડી પ્રાંત**' ને સહાય કરો.

ગામે ગામ સારી લાગવગવાળા અને પ્રતિષ્ઠિત ખબર-પત્રીઓ તથા એજન્ટોની જરૂર છે, બાજુના શિરનામે પત્ર-વ્યવહાર કરો,

મેનેજર " કડી પ્રાંત " લી, સેવક.

ઠે. શાહપુર વનમાળી
વાંકાની પોળ, વચલી
શેરી મુ. **અમદાવાદ**

**સોમનાથ મ. દવે.**
તંત્રી ' કડી પ્રાંત '

# પરોપકાર કાર્યાલય.

જે ભાઇ અગર બ્હેન વકીલ ન કરી શકે એવાં કંગાલ હશે તેમને, મુલકી નોટીસોના જવાબ, મુલકી દાવા અરજીયો, ફોજદારી ફરીઆદ અરજીઓ, દિવાની દાવાના જવાબ વિગેરે તદ્દન મફત લખી આપવામાં આવશે. વળી લાંચ લેવા કે ગેરવ્યાજબી વેઠ મેળવવા કોઇ સરકારી નોકર યા ચૌદશીયો કનડતો હશે તો કાયદાની સલાહ અને બીજી કાયદેસર મદદ આપવામાં આવશે.

તેમજ એવા પ્રસંગે કામનું સ્વરૂપ અને આવનારાની સ્થિતિ જોઇ અમારી સવડે ખર્ચમાં સહાય પણ કરવામાં આવશે.

અમને રૂબરૂ મળવું હોય તેમણે કયારે અને કયાં મળી શકાશે તે માટે "કડી પ્રાંતના મેનેજર ઠે. શાહપુર, વનમાળી વાંકાની પોળ વચલી શેરી, મુ. અમદાવાદ" એ શિરનામે રિપ્લાય કાર્ડથી લખી પુછવું. રિપ્લાય કાર્ડ નહિ લખે તેને જવાબ મળશે નહિ.

**સોમનાથ મ. દવે.**

વ્યવસ્થાપક=પરોપકાર કાર્યાલય.

મુ. પાનસર (ઉત્તર—ગુજરાત)